# ROLE OF SMALL INDUSTRIAL UNITS IN DEVELOPMENT OF SURAT DISTRICT

# સુરત જિલ્લાનાં આર્થિક વિકાસમાં લઘુ કદનાં ઉદ્યોગોનો ફાળો

Dr. Bhaveshkumar Rajnikant Parmar

Assistant Professor, Government Arts College, Dediapada .Dist. Narmada, India.

## ABSTRACT

પ્રસ્તુત લાઘુશોધ પેપર"સુરત જિલ્લાનાં આર્થિક વિકાસમાં લઘુ કદનાં ઉદ્યોગોનો ફાળો." માં સુરત જીલ્લામાં તાલુકાવાર નોધાયેલ લઘુ કદના એકમોની સંખ્યા તેમાં થયેલ મૂડીરોકાણ અને તે થકી ઉભી થયેલ રોજગારીની વિગતોનો ઊંડાણપૂર્વક અભ્યાસ કરવામાં આવ્યો છે. આ સિવાય જીલ્લામાં નોધાયેલ જુથવાર એકમો અને તેમની ટકાવારીનું પ્રમાણ અત્રે દર્શાવ્યું છે. સમગ્ર અભ્યાસના અંતે એ તારણ પ્રાપ્ત થાય છે કે સુરત જીલ્લામાં લઘુ એકમોની નોધણી એકસમાન નથી. અર્થાત બીજા શબ્દોમાં કહીએ તો સુરત જીલ્લામાં લઘુ ઉદ્યોગનો વિકાસ અસમાન રીતે થયેલો જોવા મળે છે. એકમાત્ર સુરત શહેર ખાતે સૌથી વધુ એકમોનું કેન્દ્રીયકરણ થયેલું જોવા મળે છે. જયારે ઉમરપાડા, મહુવા, માંડવી, બારડોલી, કામરેજ અને માંગરોળ તાલુકામાં લઘુ એકમોનું પ્રમાણ નિમ્ન કક્ષાનું જોવા મળે છે. જુથવાર લઘુ ઉદ્યોગનું પ્રમાણ તપાસતા ખ્યાલ આવે છે કે સૌથી વધુ લઘુ એકમો કાપડ જૂથ સાથે સંકળાયેલા જોવા મળે છે.

**KEYWORDS:** MSME, SSI, DIC, Employment, Investment, Development .

### પ્રસ્તાવના:

આર્થિક પ્રવૃતિનાં ક્ષેત્રો પૈકી ઔધોગિક ક્ષેત્રએ ભારતીય અર્થતંત્રમાં વર્તમાન સમયગાળામાં તુલનાત્મક રીતે વધુ મહત્વનું બની રહ્યું છે. આ ઔધોગિક ક્ષેત્રમાં નાના પાયાના ઉદ્યોગ, મધ્યમકદના ઉદ્યોગ અને મોટા કદના ઉદ્યોગોનો સમાવેશ થાય છે. જે પૈકી નાના પાયાના ઉદ્યોગો રાષ્ટ્રના સર્વાંગી વિકાસમાં પાયારૂપ ભૂમિકા ભજવે છે. જેનું પ્રમુખ કારણ એ છે કે નાના પાયાના ઉદ્યોગોમાં તુલનાત્મક રીતે ઓછા મૂડીરોકાણની જરૂર પડે છે ઉપરાંત તે વધુ લોકોને રોજગારી આપવામાં સક્ષમ છે. વળી નાના પાયાના ઉદ્યોગોમાં પરિપકવતાનો ગાળો ટૂંકો હોય છે. નાના પાયાના ઉદ્યોગોમાં સેવાક્ષેત્રની માફક કે મોટા પાયાના ઉદ્યોગોની જેમ કુશળ શ્રમિકોની જરૂરીયાત ઉભી થતી નથી. માટે એવા શ્રમિકો જેઓ કૃષિક્ષેત્રે નિર્ભર હોય, જેમના શ્રમની સીમાંત ઉત્પાદકતા નહીવત (લગભગ શૂન્ય) છે તેવા શ્રમિકોને આવા નાના પાયાના ઉદ્યોગોમાં ખસેડવામાં આવે તો તેનાથી ઘણા આર્થિક સામાજિક પ્રશ્નોનું નિરાકરણ લાવી શકાય તેમ છે. ઉદાહરણ તરીકે ;

(૧) કૃષિક્ષેત્રેની સરેરાશ ઉત્પાદકતામાં વધારો લાવી શકાય છે.

(૨) નાના પાયાના ઉદ્યોગોમાં રોજગારીના પ્રમાણમાં વધારો લાવી શકાય છે.

(૩) આવકની વધુ સમાન વહેચણી કરી શકાય છે.

(૪) ઔધોગિક ક્ષેત્રનાં કુલ ઉત્પાદનમાં વધારો કરી શકાય છે.

(૫) પ્રાદેશિક સમાનતા સ્થાપી શકાય છે.

### સુરત જિલ્લાનું ભૌગોલિક માળખું :

ગુજરાત રાજ્યની દક્ષિણે ૨૧.૦૦ થી ૨૧.૨૩ ઉત્તર અક્ષાંશ અને ૭૨.૩૮ થી ૭૪.૨૩ પૂર્વ રેખાંશ ઉપર સુરત જિલ્લો આવેલો છે. ઉત્તરે ભરૂચ જિલ્લો તેમજ નર્મદા જિલ્લો પશ્ચિમેં અરબી સમુદ્ર, દક્ષીણે નવસારી જિલ્લો અને પૂર્વમાં તાપી જિલ્લો આવેલો છે. જિલ્લાનું વડુ મથક સુરત છે.

### અભ્યાસના હેતુઓ :

પ્રસ્તુત અભ્યાસનો મુખ્ય હેતુ સુરત જિલ્લાના આર્થિક વિકાસમાં નાના પાયાના ઉદ્યોગોનો ફાળોએ રહેલો છે. અને આ હેતુ ને ધ્યાનમાં રાખી

નીચેની કેટલીક બાબતોનો અભ્યાસ કરવામાં આવ્યો છે.

૧. સુરત જીલ્લામાં આવેલ લઘુ કદનાં એકમોનું પ્રમાણ તાલુકાવાર તપાસવું.

૨. સુરત જીલ્લામાં નોંધાયેલ લઘુ કદનાં એકમોમાં થયેલ મૂડીરોકાણનું પ્રમાણ તાલુકાવાર તપાસવું.

૩. સુરત જીલ્લામાં નોંધાયેલ લઘુ કદનાં એકમો થકી ઉભી થયેલ રોજગારીનું પ્રમાણ તાલુકાવાર તપાસવું.

૪. સુરત જીલ્લામાં નોંધાયેલ લઘુ કદનાં એકમોનું જુથવાર વર્ગીકરણ તપાસવું.

**કૌષ્ટક: ૧ સુરત જિલ્લામાં વર્ષવાર લઘુઉદ્યોગ એકમોની નોધણીનાં વલણો: (૧૯૮૪-૮૫ થી ૨૦૧૦-૧૧)**

| વર્ષ | એકમોની સંખ્યા | રોજગારીની સંખ્યા | મૂડીરોકાણ (લાખમાં ) | સરેરાશ રોજગારી | સરેરાશ મૂડીરોકાણ |
|---|---|---|---|---|---|
| ૧૯૮૪-૮૫ | ૭૨૦ | ૩૬૦૦ | ૯૧૮ | ૫ | ૧.૨૮ |
| ૧૯૮૫-૮૬ | ૫૫૩ | ૨૭૬૫ | ૭૧૮ | ૫ | ૧.૩ |
| ૧૯૮૬-૮૭ | ૮૩૬ | ૪૨૧૦ | ૫૫૫ | ૫ | ૦.૬૬ |
| ૧૯૮૭-૮૮ | ૨૧૦૬ | ૧૦૫૩૦ | ૩૦૧૪ | ૫ | ૧.૪૩ |
| ૧૯૮૮-૮૯ | ૨૦૬૪ | ૧૦૨૯૫ | ૭૧૫૩ | ૫ | ૩.૪૭ |
| ૧૯૮૯-૯૦ | ૧૫૦૩ | ૭૫૫૦ | ૬૧૨૪ | ૫ | ૪.૦૭ |
| ૧૯૯૦-૯૧ | ૧૫૪૬ | ૮૬૦૨ | ૪૬૩૪ | ૬ | ૩. |
| ૧૯૯૧-૯૨ | ૧૭૮૬ | ૧૦૭૧૬ | ૫૩૫૮ | ૬ | ૩. |
| ૧૯૯૨-૯૩ | ૧૮૬૦ | ૧૩૧૫૦ | ૮૮૦૫ | ૭ | ૪.૭૩ |
| ૧૯૯૩-૯૪ | ૧૭૭૪ | ૧૨૭૭૭ | ૧૨૮૫૩ | ૭ | ૭.૨૫ |
| ૧૯૯૪-૯૫ | ૧૯૯૪ | ૧૩૪૫૪ | ૧૨૧૧૨ | ૭ | ૬.૦૭ |
| ૧૯૯૫-૯૬ | ૨૦૧૧ | ૭૭૧૧ | ૯૩૪૩ | ૪ | ૪.૬૫ |
| ૧૯૯૬-૯૭ | ૨૦૪૦ | ૫૯૧૪ | ૨૮૩૪ | ૩ | ૧.૩૯ |
| ૧૯૯૭-૯૮ | ૨૧૦૨ | ૫૯૯૨ | ૨૩૬૭ | ૩ | ૧.૧૩ |
| ૧૯૯૮-૯૯ | ૨૧૦૫ | ૭૫૧૧ | ૮૬૧૫ | ૪ | ૪.૦૯ |
| ૧૯૯૯-૨૦૦૦ | ૨૧૦૦ | ૮૯૮૦ | ૧૧૨૧૩ | ૪ | ૫.૩૪ |
| ૨૦૦૦-૦૧ | ૨૧૦૩ | ૭૬૨૬ | ૬૫૮૯ | ૪ | ૩.૧૩ |
| ૨૦૦૧-૦૨ | ૨૩૦૧ | ૨૦૭૦૯ | ૧૧૫૦૫ | ૯ | ૫. |
| ૨૦૦૨-૦૩ | ૨૧૦૩ | ૧૮૯૨૭ | ૧૨૬૧૮ | ૯ | ૬. |
| ૨૦૦૩-૦૪ | ૧૯૦૭ | ૧૭૧૬૩ | ૧૩૩૫૦ | ૯ | ૭. |
| ૨૦૦૪-૦૫ | ૧૮૩૨ | ૧૬૪૮૮ | ૧૪૬૫૬ | ૯ | ૮. |
| ૨૦૦૫-૦૬ | ૧૭૩૬ | ૨૦૮૩૨ | ૧૫૬૩૪ | ૧૨ | ૯.૦૧ |
| ૨૦૦૬-૦૭ | ૨૭૧૮ | ૧૮૧૭૦ | ૪૫૨૧૯ | ૭ | ૧૬.૬૪ |
| ૨૦૦૭-૦૮ | ૪૫૪૪ | ૫૪૯૧૨ | ૧૭૦૯૯૧ | ૧૨ | ૩૭.૬૩ |
| ૨૦૦૮-૦૯ | ૬૬૨૭ | ૮૫૭૧૯ | ૧૭૬૦૮ | ૧૩ | ૨૬.૫૬ |
| ૨૦૦૯-૧૦ | ૫૮૮૩ | ૮૧૬૬૮ | ૧૬૦૫૭૬ | ૧૪ | ૨૭.૨૯ |
| ૨૦૧૦-૧૧ | ૯૪૫૮ | ૯૧૫૨૫ | ૧૮૯૫૫૫ | ૧૦ | ૨૦.૦૪ |
| કુલ | ૬૮૩૧૨ | ૫૬૭૭૯૬ | ૯૧૩૩૨૮ | | |

**પ્રાપ્તિ સ્થાન :** જિલ્લા ઉદ્યોગ કેન્દ્ર, સુરત.

પ્રસ્તુત કૌષ્ટકમાં સુરત જિલ્લામાં નોંધાયેલા લઘુ ઉદ્યોગ એકમ તેમાં થયેલ મૂડીરોકાણ અને તે થકી ઉભી થયેલ રોજગારીની તકોના આંકડા વર્ષ ૧૯૮૪-૮૫ થી ૨૦૧૦-૧૧ સુધીના દર્શાવવામાં આવ્યા છે. જે અનુસાર સૌથી ઓછા એકમ વર્ષ ૧૯૮૪-૮૫મા માત્ર ૫૫૩ નોંધાયા હતા જયારે સૌથી વધુ એકમ વર્ષ ૨૦૧૦-૧૧મા ૯૪૫૮ નોંધાવા પામ્યા હતા. જયારે બાકીના વર્ષ ૧૯૮૬-૮૭ થી વર્ષ ૨૦૦૫-૦૬ સુધી એકમ નોંધણીમાં  કોઈ ખાસ મોટા ફેરફાર થવા પામ્યા નહતા. MSME act 2006 આવ્યા બાદ આ એકમ નોંધણીમાં વધારો થવા પામ્યો હતો. આ એકમમાં થયેલ મૂડીરોકાણની વિગતો તપાસીએતો જણાઈ આવે છે કે તેમાં વધઘટ થતી રહી છે. પરંતુ ૨૦૦૬ બાદ તેમાં એક ધારો સતત વધારો જોવા મળ્યો હતો. સૌથી વધુ મૂડીરોકાણ વર્ષ ૨૦૧૦-૧૧મા ૧૮૯૫૫૫ લાખ થયેલ હતું. અને એકમદીઠ મૂડીરોકાણ પર નજર કરીએ તો સ્પષ્ટ પણે જણાઈ આવે છે કે વર્ષ ૧૯૮૪-૮૫ થી ૨૦૦૪-૦૫ દરમિયાન ૧ લાખ થી ૮ લાખ સુધીનું રહેવા પામ્યું હતું. જયારે ૨૦૦૬ બાદ તેમાં ૧૬ લાખ થી ૩૭ લાખ સુધીનું મૂડીરોકાણ થવા પામ્યું હતું. રોજગારીના આંકડા તપાસીએ તો સૌથી ઓછી રોજગારીની તક વર્ષ ૧૯૮૫-૮૬મા ૨૭૬૫ ઉભી થઇ હતી. જયારે સૌથી વધુ રોજગારી વર્ષ ૨૦૧૦-૧૧મા ૯૧૫૨૫ ઉભી થવા પામી હતી. આમ આ રોજગારીનાં સર્જનમાં પણ MSME act ૨૦૦૬ બાદ વધવા પામ્યું હતું.

**કૌષ્ટક: ૨ સુરત જિલ્લામાં તાલુકાવાર લઘુ ઉદ્યોગ એકમોની નોંધણી (વર્ષ ૨૦૦૬ અંતિત)**

| ક્રમ | તાલુકાનું નામ | એકમોની સંખ્યા | ટકાવારી | મૂડીરોકાણ | ટકાવારી | રોજગારી | ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચોર્યાસી | ૩૮૪૮૨ | ૮૫.૭૯ | ૧૭૭૦૫૪ | ૮૮.૦૦ | ૧૯૪૨૪૬ | ૮૮ |
| ૨ | ઓલપાડ | ૯૨૨ | ૨.૦૬ | ૪૨૧૯ | ૨.૧૦ | ૪૭૨૨ | ૨ |
| ૩ | કામરેજ | ૫૨૫ | ૧.૧૭ | ૨૩૭૯ | ૧.૧૮ | ૧૬૦૭ | ૧ |
| ૪ | માંગરોળ | ૨૦૬૦ | ૪.૫૯ | ૩૩૨૦ | ૧.૬૫ | ૧૦૪૨૩ | ૨ |
| ૫ | માંડવી | ૭૫૪ | ૧.૬૮ | ૩૫૨૯ | ૧.૭૫ | ૨૮૯૫ | ૨ |
| ૬ | બારડોલી | ૮૦૮ | ૧.૮૦ | ૪૬૦૪ | ૨.૨૯ | ૩૧૦૧ | ૨ |
| ૭ | મહુવા | ૪૮૧ | ૧.૦૭ | ૧૪૧૧ | ૦.૭ | ૧૮૫૭ | ૧ |
| ૮ | પલસાણા | ૭૫૬ | ૧.૬૯ | ૪૫૮૦ | ૨.૨૮ | ૧૯૬૮ | ૨ |
| ૯ | ઉમરપાડા | ૭૦ | ૦.૧૬ | ૧૦૨ | ૦.૫ | ૯૭ | ૦ |
| કુલ | | ૪૪૮૫૮ | ૧૦૦ | ૨૦૧૧૯૮ | ૧૦૦ | ૨૨૦૯૧૬ | ૧૦૦ |

**પ્રાપ્તિ સ્થાન :** જિલ્લા ઉદ્યોગ કેન્દ્ર, સુરત.

પ્રસ્તુત કૌષ્ટકમાં સુરત જીલ્લામાં ઓક્ટોબર ૨૦૦૬ સુધીમાં નોંધાયેલ લઘુ ઉદ્યોગ એકમ, તેમાં થયેલ મૂડીરોકાણ અને તે થાકી ઉભી થયેલ રોજગારીના સર્જનનાં આંકડા આપ્યા છે. જેનો અભ્યાસ કરતા જણાઇ આવે છે કે વર્ષ ૨૦૦૬ સુધીમાં સુરત જીલ્લામાં ૪૪૮૫૮ લઘુ ઉદ્યોગ એકમ આવેલા હતા. જેમાં ૨૦૧૧૯૮ લાખ મૂડીરોકાણ થવા પામ્યું હતું. અને ૨૨૦૯૧૬ રોજગારીની તકનું સર્જન થયું હતું. સૌથી વધુ લઘુ ઉદ્યોગ એકમ ચોર્યાસી તાલુકામાં ૩૮૪૮૨ અર્થાત જીલ્લામાં નોંધાયેલા કુલ એકમના ૮૬ ટકા એકમો એક માત્ર ચોર્યાસી તાલુકામાં આવેલા હતા. જેમાં મૂડીરોકાણ અને રોજગારીની બાબતમાં પણ અ તાલુકો અગ્રસ્થાને રહ્યો હતો. જયારે અન્ય તાલુકાઓ એકમો,તેમાં થયેલ મૂડીરોકાણ અને રોજગાર સર્જનમાં પાછળ રહ્યા હતા.

**કૌષ્ટક:૩  સુરત જિલ્લામાં જૂથવાર નોંધાયેલ લઘુ એકમોની માહિતી: વર્ષ ઓક્ટોબર ૨૦૧૦ અંતિત.**

| ક્રમ | જૂથનું નામ | એકમોની સંખ્યા | % | મૂડીરોકાણ લાખમાં | % | રોજગારી | % |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | ખાદ્ય પેદાશ | ૫૧૦ | ૧.૧૦ | ૧૦૨૪ | ૦.૪૯ | ૧૫૭૦ | ૧ |
| ૨ | તમાકુ | ૦ | ૦ | ૦ | ૦.૦૦ | ૦ | ૦ |
| ૩ | કાપડ ઉદ્યોગ | ૨૬૬૬૨ | ૫૭.૨૭ | ૧૬૭૫૨૧ | ૮૦.૫૭ | ૧૭૭૦૮૬ | ૭૮ |
| ૪ | લાકડાની પેદાશ | ૫૯૯ | ૧.૨૯ | ૯૧૨ | ૦.૪૪ | ૧૨૨૫ | ૧ |
| ૫ | પેપર અને તેની પેદાશ | ૪૭૯ | ૧.૦૩ | ૯૫૮ | ૦.૪૬ | ૧૪૫૪ | ૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૬ | ચામડું અને તેની પેદાશ | ૭૪ | ૦.૧૬ | ૩૭ | ૦.૦૨ | ૧૪૮ | ૦ |
| ૭ | રબર પ્લાસ્ટિક | ૬૨૫ | ૧.૩૪ | ૧૮૭૭ | ૦.૯૦ | ૨૭૬૯ | ૧ |
| ૮ | રસાયણ | ૪૯૪ | ૧.૦૬ | ૧૬૮૪ | ૦.૮૧ | ૧૯૭૬ | ૧ |
| ૯ | સિમેન્ટ પેદાશ | ૩૧૬ | ૦.૬૮ | ૯૪૮ | ૦.૪૬ | ૧૨૬૬ | ૧ |
| ૧૦ | બિન ધાતુની પેદાશ | ૨૭૨ | ૦.૫૮ | ૧૦૯૧ | ૦.૫૨ | ૧૧૦૦ | ૦ |
| ૧૧ | ધાતુની પેદાશ | ૭૯૭ | ૧.૭૧ | ૩૧૮૮ | ૧.૫૩ | ૩૨૧૦ | ૧ |
| ૧૨ | મશીનરીનાં સાધનો | ૧૨૬૧ | ૨.૭૧ | ૬૩૦૫ | ૩.૦૩ | ૫૧૦૮ | ૨ |
| ૧૩ | ઈલેક્ટ્રિકનાં સાધનો | ૧૯૯ | ૦.૪૩ | ૧૦૫ | ૦.૦૫ | ૧૯૯ | ૦ |
| ૧૪ | ટ્રાન્સપોર્ટનાં સાધનો | ૩૪ | ૦.૦૭ | ૧૭ | ૦.૦૧ | ૩૪ | ૦ |
| ૧૫ | અન્ય | ૫૪૧ | ૧.૧૬ | ૧૭૧૨ | ૦.૮૨ | ૨૪૫૭ | ૧ |
| ૧૬ | રીપેરીંગ સર્વિસ | ૧૩૬૯૨ | ૨૯.૪૧ | ૨૦૫૪૦ | ૯.૮૮ | ૨૭૩૮૮ | ૧૨ |
| કુલ | ૪૬૫૫૫ | ૧૦૦ | ૨૦૭૯૧૭ | ૧૦૦ | ૨૨૭૦૦૨ | ૧૦૦ | |

**પ્રાપ્તિ સ્થાન :** જિલ્લા ઉદ્યોગ કેન્દ્ર, સુરત.

ઉપરોક્ત કૌષ્ટકમાં સુરત જીલ્લામાં નોધાયેલ લઘુ ઉદ્યોગ એકમ તેમાં થયેલ મૂડીરોકાણ અને તે થકી ઉભી થયેલ રોજગારીની તકોના આંકડા વર્ષ ૨૦૧૦ અંતિત દર્શાવવામાં આવ્યા છે. સુરત જીલ્લામાં કુલ ૪૬૫૫૫ લઘુ ઉદ્યોગ એકમ નોધાયા હતા, જેમાં ૨૦૭૯૧૭ લાખ મૂડીરોકાણ થવા પામ્યું હતું અને તે થકી ૨૨૭૦૦૨ રોજગારીની તક ઉભી થવા પામી હતી. આ જીલ્લામાં નોધાયેલ કુલ એકમ પૈકી કાપડ ઉદ્યોગ ક્ષેત્રે સૌથી વધુ એકમોની નોધણી થવા પામી હતી. જે ૨૬૬૬૨ એકમ એક માત્ર જૂથ (Textile)કાપડ ક્ષેત્રે નોધાયા હતા. જે જીલ્લામાં નોધાયેલ કુલ એકમ સામે તેનો ટકાવારી હિસ્સો ૫૭ ટકા થતો હતો. મૂડીરોકાણ પણ આ જુથમાં સૌથી વધુ જોવા મળ્યું હતું. જે ૧૬૭૫૨૧ લાખ મૂડીરોકાણ આ જુથમાં થયું હતું. જે જીલ્લામાં થયેલ કુલ મૂડીરોકાણ સામે આ જુથમાં ૮૧% જેટલું મૂડીરોકાણ થવા પામ્યું હતું. રોજગારીની બાબતમાં પણ ટેક્ષટાઈલ જૂથ અગ્રેસર રહેવા પામ્યું હતું. જીલ્લામાં ઉભી થયેલ કુલ રોજગારી સામે આ જુથમાં ૭૮ ટકા જેટલી રોજગારીનું સર્જન થવા પામ્યું હતું. જીલ્લામાં તમાકુ પેદાશ ક્ષેત્રે એક પણ એકમની નોધણી થઈ ન હતી. જયારે ટ્રાન્સપોર્ટસ ઈક્વિપમેન્ટ ક્ષેત્રે માત્ર ૩૪ એકમોની નોધણી થઈ હતી. જયારે ૧૭ લાખનું મૂડીરોકાણ થવા પામ્યું હતું. જયારે રોજગારી ૩૪ જેટલી ઉભી થવા પામી હતી.

**પ્રસ્તુત અભ્યાસનાં તારણો:**

- સુરત જીલ્લામાં લઘુ કદના એકમોની નોધણી બાબતમાં સુરત MSME act આવ્યા બાદ એકમોની સંખ્યા તેમાં થયેલ મૂડીરોકાણ અને તે દ્વારા ઉભી થયેલ રોજગારીની તકોમાં ઝડપી વધારો નોધાયો છે.

- સુરત શહેરની લઘુ એકમોની (small units ) બાબતમાં પણ અન્ય તાલુકા કરતા અગ્ર સ્થાન ભોગવે છે. જેમાં વર્ષ ૨૦૦૬-૦૭ થી ૨૦૧૦-૧૧ નાં સમયગાળામાં ૮૫% થી લઈ ૯૨ ટકા સુધીનો હિસ્સો એકમ નોધણી બાબતમાં રહેવા પામ્યો છે. જયારે મૂડીરોકાણની બાબતમાં લઘુ એકમોમાં ૭૮ થી ૮૮ ટકા જેટલું મૂડીરોકાણ સુરત શહેરમાં થવા પામ્યું છે. અને રોજગારીની બાબતમાં પણ સુરત શહેર, જીલ્લામાં અગ્ર સ્થાને રહ્યું છે.

- સુરત જીલ્લામાં વર્ષ ૧૯૮૪-૮૫ થી ૨૦૧૦-૧૧ નાં વર્ષના આંકડા જોતા ખ્યાલ આવે છે કે MSME act આવ્યા બાદ સુરત જિલ્લામાં લઘુ એકમોની બાબતમાં ધરખમ વધારો નોધાયો છે.

- સુરત જિલ્લામાં નોધાયેલ લઘુ એકમોના આંકડા વર્ષ ૧૯૮૪-૮૫ થી ૨૦૧૦-૧૧ નાં જોઈએતો સ્પષ્ટ થાય છે કે વર્ષ ૨૦૦૬મા MSME act આવ્યા બાદ સરેરાશ મૂડીરોકાણ અને સરેરાશ રોજગારીમાં તીવ્ર વધારો નોધાયો છે.

- ઉમરપાડા તાલુકો લઘુ (small units) એકમની બાબતમાં પણ પછાત રહેવા પામ્યો છે. જેમાં ૨૦૦૬-૦૭ થી ૨૦૦૯-૧૦ દરમિયાન એક પણ એકમ શરુ થઈ શક્યો નહતો.

**સુચન :**

સુરત જિલ્લામાં લઘુ ઉદ્યોગના અભ્યાસના અંતે પ્રાપ્ત થયેલ તારણોને અનુલક્ષીને સુરત જિલ્લામાં લઘુ ઉદ્યોગનો સર્વાંગી વિકાસ કરવામાં મદદરૂપ થાય એવા ઉપયોગી સુચન અત્રે કરવામાં આવ્યા છે.

- સુરત જિલ્લામાં દરેક તાલુકામાં લઘુ ઉદ્યોગ વિકસે એવા પ્રયાસો જીલ્લા ઉદ્યોગ કેન્દ્ર, સ્થાનિક સરકાર અને રાજ્ય સરકાર દ્વારા થવા જોઈએ.
- જીલ્લા ઉદ્યોગ કેન્દ્ર થાકી ચાલતી વિવિધ સહાયક યોજનાઓનો લાભ લાભાન્વિત સુધી પહોચે એવા અસરકારક માધ્યમો વિકસાવવા જોઈએ.
- ઉમરપાડા,માંડવી,મહુવા,કામરાજ અને બારડોલી તાલુકામાં કે જ્યાં ઔધોગિક એકમોની હાજરી પંખી છે, ત્યાં ગૃહ ઉદ્યોગ વિકસે એવા પ્રયત્નો આદરવા જોઈએ.
- ગૃહ ઉદ્યોગ જેવા કે સાવરણી,પડીયા,બાજ-પતરાળા,પગ લુંછ્ળીયા વગેરે બનાવવાના એકમ અંગેની માહિતી અને તાલીમ કેન્દ્રો ગ્રામીણ વિસ્તારમાં ઉભા કરવા જોઈએ.
- ૧૯૯૧ ની નવી ઔધોગીક નીતી બાદ લઘુ ઉદ્યોગ ક્ષેત્રેની અનામત યાદી ક્રમશ ઘટતી ગઈ છે; તેમાં સુધારો કરી વધુ એકમોને અનામત યાદીમાં સમાવિષ્ટ કરવા જોઈએ.

## REFERENCES:


1. Uma, Kapila (2005) Understanding the Problems of Indian Economy. New Delhi : Academic Foundation.
2. Sundram KPM & Dutt Rudra (2002) Indian Economy. New Delhi : S.Chand & Company LTD, Ramnagar.
3. Mishra, R.N. (2005). Problems & Prospects of Small Industries. New Delhi : Discovery Publishing House.
4. Annual Survey of Industry (ASI), Central Statistical Organization (CSO), Ministry of Statistic & Programme Implementation, Government of India 2004-05.
5. Economic Survey, Government of India, New Delhi, (Various issues)
6. Bodla, B.S. & Verma, Sushmarani, (2008). "An Analysis of the Performance of SSI in the Area of Globalization." The ICFAI University Journal of Managerial Economics (Vol.VI, No.3,P.P.40-5)
7. Industries in Gujarat : Statistical Information, Commissionerate , Gandhinagar, 2007
8. Census of Industrial Units, 1999-2000, industries Commissionerate, GOG, Gandhinagar.
9. Gautam, Rajkumar and Singh, Raghbir. (2009). "Small Scale Industries of Punjab: An Overview". The Icfaian Journal of Management Research, Vol. VIII, No.3,PP.37-44.
10. Pandey Alokkumar & Dixit Annapurna (2009). "Small Scale Industries in Indian Economy: A Quantitave Appraisal –" The Icfai university Journal of Financial Economics,Vol. VII,No2, PP.91-107.
11. Shakaran.A and kumar Jagdish (1,may 2007 ). "Performance of khadi and village industries in India".Southern Economist-Vol.46,no.1,pp.34-36.
12. ગુપ્તા મનોજ, (૨૦૦૮). "સુક્ષ્મ,લઘુ અને મધ્યમકક્ષાના ઉદ્યોગોમાં રોજગારીની વિપુલ તક", યોજના - પાન ૪૦-૪૧.
13. જોશી .વી.એચ (૨૦૦૦) "ભારતની આર્થિક સમસ્યાઓ ", યુનિવર્સીટી ગ્રંથ નિર્માણ બોર્ડ, અમદાવાદ.
14. સંઘવી.આર.એલ.,(૧૯૯૦). "નાના પાયાના ઉદ્યોગો". યુનિવર્સીટી ગ્રંથ નિર્માણ બોર્ડ, અમદાવાદ.
15. દવે મંજુલા બી (૧૯૯૨), "ગુજરાતની આર્થીક અને પ્રાદેશિક ભૂગોળ " યુનિવર્સીટી ગ્રંથ નિર્માણ બોર્ડ, અમદાવાદ.
16. વ્યાસ અજયરાજ (૨૦૦૪), "ભારતના આર્થીક વિકાસમાં નાના પાયાના ઉદ્યોગો "યોજના.